ॐस्वस्त्ति.

આર્યોજયતુ.

# આર્યોજાગૃત થાઓ.!!!

શ્રીયુત પન્ડિત,

કૃષ્ણરામ ઇચ્છારામ વિરચિત.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

સુરત, આર્યધર્મ પુસ્તક પ્રસારક મંડળી.

---

અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૫.

---

કિંમત ૬ પાઈ

# આર્યો જાગૃત્ થાઓ.!!!

પ્રિય આર્ય ભ્રાતૃગણ ! આ અનિર્ધારિત વાક્યના અકસ્માત્ ઉચ્ચારથી મા'રૂ મન શોકાવેશથી સંકોચિત થઈ ગદગલિત થયું, અને વિચાર થયો કે શું અમે ઊંઘતા છીયે કે આવા ઉદ્ગાર સંઘટિત છે? ના, છીયે તો જાગતા, પરંતુ જાગૃતમાં અંતરઘોર નિદ્રામાં પડ્યા સડ્યા કરીએ છીએ; કુંભકરણ જેવા તો જાગ્યા તથાપિ અમને જાગૃત કરવાને પ્રાચીન તથા અર્વાચીન સંસ્કૃત પ્રાકૃત અને અન્ય ભાષાનાં પુસ્તકો, વર્તમાનપત્રો તથા સમયોચિત ભાષણ કરનારાઓ આસમન્તાત્ ગર્જના કરી રહ્યા તથાપી જાગૃત થઈ કરતવ્ય બજાવવાને ઊઠતા નથી, ત્યારે મને વિચાર થયો કે આ વાક્ય અમને ઊંઘણશીઓને જાગૃત કરવાને સમિચીન છે. શ્રીમચ્છંકર સ્વામિજીએ પણ પોતાના શિષ્ય સહવાદ પ્રતિવાદમાં કહ્યુંછે કે,

**"शेते सुखं कस्तु समाधि निष्टे."** અર્થ—શિષ્યે પ્રથમ પાદમાં પૂછ્યું કે હે મા'રાજ, સદા જાગૃત અવસ્થામાં કોણ સુવેછે? એ પ્રશ્નનો ઊત્તર એજ પાદના ઊત્તરભાગમાં આપ્યો કે **समाधिनिष्ठो:** અર્થાત્ રૂડે પ્રકારે જેનું અંતઃકરણ આધિન, ઈંદ્રીયાદીકનો સંયમ સત્યને વિષે દ્દઢ હોય અર્થાત્ આત્મસ્વરૂપમાં તલ્લીન રહે તેને જાગૃતમાં પણ સૂખે

સૂતેલો જાણવો. ફરીથી શિષ્યે પ્રશ્ન કર્યો કે **जागर्तिकोवा "सदसद्विवेकी"** અર્થાત્ નિદ્રામાં પણ જાગતુ કોણ? ઉત્તર સત્ય અસત્યનો વિચાર કરી વિવેકે વર્તનાર. સારાંશ લોક લજ્જા, નિન્દા અને રાજ્યાદિ ભયથી પણ સત્યને પ્રાણાન્ત સુધી પકડી અસત્યનો કદાપી ન પરિગ્રહ કરે. આજકાલ આપ લોકો જોશો તો સુધરેલા, નહીં સુધરેલા, મૂર્ખ, વિદ્વાન, ધની, નિર્ધની, રાજા અને પ્રજાનો ઘણો ભાગ મિથ્યા લોકલજ્જા, ભય અને નિંદાથી કેટલાક પ્રતિષ્ઠિત ( કે જો સુમાર્ગે પ્રવર્તાવા ઈચ્છે તો શીઘ્ર અવિદ્યા પ્રવાહમાં વહી જતાઓને સેતુરૂપ થઈ અટકાવ કરી શકે એવા ) એમાંનો કેટલોક ભાગ બાદ કરતાં અગાડી પડતાં ભય ન રાખતા હોયતો પોતાના દેશીભાઈઓને મહાન્ કષ્ટ સાગરમાં ડુબતાં શું જોયા કરે? અને લેશમાત્ર પોતાના કર્તવ્ય કર્મનો ભ્રાતૃભાવ, લાવી વિચાર શું ન કરી શકે? પરંતુ અફશોસ! ખોટી આબરૂથી હડખાયુ સર્વને લાગ્યું છે! જ્યાં સુધી એનું વિષ ઉતરે નહીં ત્યાં સુધી માત્ર મુખનો સુધારો; બાકી નીતિમાં આપ્તજનોએ તો એમ કહ્યુંછે—**अयंनिजः परोवेत्ति गणना लघुचेतसां ॥ उदारचरितानांतु । वसुधैवकुटुंबकम् ॥१॥**

અહા! શું મહાર્ષિગણોનાં પ્રવચન!! ધિક્છે અમે આર્ય

લોકોને કે અ'મારા પૂર્વજોના બોધનો લેશ પણ વિચાર આ-વતો નથી. પાઠકો! આ શ્લોકપર બરાબર વ્યાખ્યાન કરિયે તો મહાન્નિબ'ધ બ'ધાય; પર'તુ તાત્પર્ય એટલુંજ છે કે આ દેશ–ગૃહ સ'પત્તિ ઇત્યાદિ મા'રાં, આ પારકાનાં, એમ આર્ય થઈ અવિવેકથી ગણે તો તે'ને લઘુ બુદ્ધિ ગણવો, મહાશય, દીર્ઘ વિચારવાન મહાત્મા હોય તે તો સ'સારભરને સ્વકિય કુટુંબ સમજેછે. તો મિત્રો! સમગ્ર શ્રષ્ટિની વાત તો દૂર રહી, પર'ત્ પોતાના આર્ય દેશીભ્રાતાઓમાં ઐકયભાવ લાવે એ'વા આજ થોડા મનુષ્યો આ સદ્વિચારના મળી શકશે! હાં, "मुखमस्तीतिवक्तव्यं दशहस्ताहरीतकि" અર્થાત્ મુખ છે તો બોલવામાં શી હાની? એ ન્યાયને અનુસરી મુખ-થી બોલનારાઓ ઘણાજ મળી શકશે; પર'તુ બજાવનારા વિરલ મળશે, અને જ્યાં લગી ભ્રાતત્વ જે મૂળ સુધારાનું બીજ આર્ય-હૃદયભૂમિમાં સ'મારોપણ કરવામાં પ્રથમ આ-વ્યું નથી, ત્યાં લગી ઉન્નતિ ધૂળપર લીપણ જેવી છે; માટે મિથ્યા ધર્મ કર્મની વિત'ડા છોડી ઐકયદીલ ભ્રાતૃભાવ લાવ-નાર એક અનાદિ વેદમાર્ગનો આશ્રય પકડો, જેથી આપ-ણાં કામમાં વિજય મેળવીએ. આપણા દેશીઓમાં વિદ્યાદિ સર્વ વિભૂતિ છતાં શરીર વિભૂતિ, ધર્મ, કળાકૌશલ્ય, પદાર્થ

વિદ્યા, વીરતા, સંપ, અને ધીરતા ઈત્યાદિથી વિમુખ થઈ પરાંગત થાંમી લઘુ ગુરૂ કાર્યમાં પરાધીન કાષ્ટ પાષાણ જેવા જડ બની ટક ટક જોયા કરીએ છીયે; એ સગળું ભ્રાતૃભાવ અને ઉદાર ચિત્ત નહીં એનાં ફળ છે. માટે બંધુઓ! આપ અમુક એક ધર્મી થાઓ, ખેર, ભિન્ન ભિન્ન મતમાં રહો, પરંતુ આર્ય મનુષ્યકૃતિના પોલિટિકલ સામાન્ય ધર્મમાં એક રહો. જુવો, યુરોપિયનોમાં ઈશ્વરી ધર્મ માનવાની ત્રણ મુખ્ય શાખાઓ, અને અંતરંગ અનેક શાખાઓ છે; કેટલાક નિરાકાર, આકાર, અને નિરીશ્વર મત માનનારાઓ છે, તથાપિ રાજ્ય મનુષ્યનાં સામાન્ય ધર્મ અને દેશોન્નતિની બાબતમાં કેવા એક દિલના?! એજ સામાન્ય ભ્રાતૃભાવ (ભાઈચારો) નો ધર્મ છે, નહીં કે, અમુકનો ધર્મ ખોટો, અમુકનો સાચો. એજ પ્રમાણે ભ્રાતૃત્વ ધર્મ મુસલમાનોમાં પ્રમુખતઃ જોવામાં આવેછે; એઓમાં ધર્મની બે મુખ્ય શાખા, ને તેમાં અંતરંગ બહિરંગ અનેકાનેક ફાંટાઓછે; જેમાં શીયા અને સુન્નિ પ્રમુખ છે; કેટલાક તાબુત દરગાહને માનનારા, કતિપય નથી; તથાપિ જ્યાં મનુષ્યના સામાન્ય ધર્મની વાત આવી કે ઝટ **"દીન દીન"** શબ્દની સાથેજ પ્રાણ આપવાને તઈયાર થઈ જશે, ને તેજ મુસલમાન કહેવાશે. એજરીતે મદ્રિ (ઇરાની) પારસીઓમાં પણ ભ્રાતૃ-

આવતું ઉદાર ચિત્ત સમ્યક આલોચન થાયછે, અર્થાત્ અસ્મદીય સદૃશ ઇશ્વરી વીશેષ ધર્મને કેવલ પકડી એ ધર્મની સિદ્ધિ કરનાર સામાન્ય ધર્મપર લેશ અનાસ્થા કરતા નથી. તેનાં ફળો પ્રત્યક્ષ "તારામાં ચંદ્રની પેઠે" આર્યોમાં ઝળકી રહ્યા છે. તે એટલે સૂધી કે કોઈ એક મુસલમાન, ને પારસી આદિને ક્રમે ઘણા આર્યો કોઇ સ્થળે વિરોધ કરતા હોય તો ઘણામાં પણ થોડા યવન ને પારસીઓ એકદમ જાતિભાઇને બચાવવાને કૂદી પડશે. અંતે પ્રાણ તક આપેછે, તો એનું નામ ભ્રાતૃભાવ ગણાયછે. એ ગુણ શ્રેષ્ઠ છતાં હાલ જોવામાં આવતો નથી, એ પ્રત્યક્ષ છે, કે એક યવનને આર્યની સંગે દ્વંદ્વ યુદ્ધ વાક્શરીરથી થતું હોય તો સમક્ષ અનેક આર્યો નિર્વિર્ય બની જોયા કરશે એટલુજ નહીં પણ **"यःपलायः सजीवति"** એ આધુનિક વારસામાં રહેલો જાપ કરવા માંડશે; એટલાજ માટે મહમદીયનોએ હિંદુ (બીકણ, કાફર, હિચકારા, ને કૃષ્ણમુખી ) ની પદવી પ્રથમ આપેલી છે. કેમકે આપણે આપણા પૂર્વજોનો **"वसुधैवकुटुंबकम्"** એ જાપ ભૂલી ગયા છીયે. અને ખરૂં જોતાં (હિંદુ) એ ઇલ્કાબને આજ તો લાયકજ છીએ; કેમકે, નહીં આપણે વૈદિક ધર્માચરણ કરીએ, નતો આપણામાં વીરગુણ ને ધર્માભિમાની

કુંતી ! અરે ક્યાંછે તમારામાં બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય આદિના ગુણી મનુષ્યો !! ક્યાં ગઈ તમારી સંસ્કૃત વાણી !! સર્વ નકલ રહીછે. જે આર્ય ભૂમિ પુત્રોમાનો એક હજારોને જીતતો હતો, તે ક્લિબ બની વિમાશી એકના ન્યાય વિરૂદ્ધ અત્યાચારની સામે યોગ્ય ન્યાયી ધર્મશીલ ગવરન્મેન્ટદ્વારા ઇનસાફ કરાવવા અસમર્થ છે ! એનો એક તાજો દાખલો હાલ મા'રા જાણવામાં આવ્યો છે, તે સંક્ષેપમાં કહેવું જોઈએ. રાજપૂતાના અજમેરના સ્ટેશનમાસ્તર યૂરોપિયને એક દેશીના ઉપર ગુજાર્યો, તેની કૈફીયત એવીછે કે, બાબુ પુરૂષોત્તમરાય નામનો ઓફીસર જે વેગનમાં બેઠો હતો તેમાં નિયમથી અધિક મનુષ્યો બકરાં પેઠે સીંચવાથી તેણે સ્ટેશનમાસ્તરને આટલુંજ કહ્યું (What of the railway rules) બસ, આટલુંજ કહેવાની સાથે સ્ટેશનમાસ્તર મહારાજાનો મીજાજ હદપાર ગયો કે શું, કાળા કાફરો એમ પૂછનાર કોણ ? એમ કહી ગરીબ બાબૂને ગરદનમાં પકડી બહાર ખેંચી કહાડ્યો ને ગડદાપેચ કીધો, તે સમયે સહસ્ત્રાવધિ આર્યો જોતા હતા, પરંતુ મગદુર નહીં કે બેઉને મુક્ત કરવાને હામ ભીડે. **"तेजोयस्य विराजतेहि बलवान्"** અર્થાત્ જેનું તેજ તપે તે બળવાનજ હોય. એમાં

આશ્ચર્ય નથી. પરંતુ સાર એટલોજછે કે આર્યો ભ્રાતૃભાવ શું છે તે લેશ જાણુતા નથી! હે બહુ કાલના ઝીતાયલા, નિર્મૂખ થએલા આર્યો! ઈર્ષા, દ્વેષાદિ સર્વ સત્યાનાશ કરવાવાળા અવગુણોએ આપણામાં અડિગ વાસો કરેલો છે તે પરહરી પરસ્પર પ્રેમ અને અમૃત દૃષ્ટિથી જુવો કે સઘળા આર્યો મળી હું એક અવયવીછું, એમ સમજી તમારાં અંતઃકરણ પટુને હિંદુ મલીન કૃષ્ણવર્ણ રંગ ફેડી આર્ય ઉજ્વલ દેદિપ્યમાન રંગ નાખો કે જેથી આર્ય નામને લાયક ગણાઓ. જેમ કોઇ મલીન વસ્ત્રને રક્તાદિ સુંદર રંગ નાખવો હોય તો પ્રથમ સ્વચ્છ કરવાની જરૂર છે. તેને રજકાદિ નિમિત— સાધારણ કારણ સાધનની પ્રથમ આવસ્યકતા છે, મલભરિતને રંગ બેસતો નથી, તેમ સત્પુરૂષ રજક સુકાર્ય જલથી પૂર્વોક્ત વસ્ત્રને સ્વચ્છ કરી આસ ધર્મના કર્તવ્ય રંગે રંજીત કરી ભૂષિત બનો; નતો હિન્દુના હિન્દુ! અરે! આટલું આટલું થાય તથાપિ હિન્દુ પદ છોડતાનથી, કોણ દોષ આવી પડયો કે કંઇ અસર થતી નથી?! જો થાય તે ઉપરી ભાવે અંતરભાવે લેશ નહી, અને જ્યાં પરિયઅંત અંતરભાવમાં આર્યતાની પરિપકવ છાપ પડી નથી ત્યાં પરિઅંત મૃગતૃષ્ણિ કાજલ તુલ્ય વૃથા દર્શન માત્ર ઉન્નતિ છે, અહો! જુવો, કે

યૂરોપિયનો, અમેરિકનો અને જાપાનીઓ જોતા જોતામાં આર્ય બની કેવા ઉન્નતિ શિખરપર પહોચ્યા છે ! અગ્રે કેટલી ટોચપર જશે તે કહી શકાતું નથી. ધર્મ કર્માદિ ઉન્નતિ કરવામાં લજ્જા ભય ધરવા, એ ભીરૂ તથા હિંદુનું કામ છે, આપણે તો આર્ય છીયે, આપણું બીજ અનાદિ અને મુળ ઉંડાં છે. ઉંડાં મુળ કહાડવાને મુસ્કેલ પડેછે, અને જેઓ કહાડવા મથેછે, પરંતુ કાલાંતરે બને એમ નથી; એવો ઇતિહાસજ્ઞોનો સિદ્ધાંત છે. જેમ ઉપરનાં મૂળિયાં સૂકાતાં અથવા ખેંચી કહાડતાં વાર લાગતી નથી તેમ આપણા સંબંધમાં નથી; પણ આપણાં મૂળિયાં તો અક્ષીણ છે, એ વિચાર લાવી પ્રયત્ન કરો, લજ્જા પરહરો; મરાઠીમાં કહેવતછે કે **"कुचेष्टा पासून प्रतिष्ठा वाढतनाहो"** અર્થાત્ પ્રથમ નિન્દા થયા વિના પ્રતિષ્ઠા વધતી નથી, તમે ઇતિહાસથી જાણતા હશો કે કયા મનુષ્યો પ્રથમ નિન્દા, દુઃખ, શાસન પામ્યા વિના આ દેશના તથા પરદેશના ધર્મ—પદાર્થાદિ નવિન શોધમાં વિજયી થયાં હોય? તે એટલે સૂધી કે કેટલાકે વિષપાન, અગ્નિ ને પર્વતથી અધઃપતન તથા શતઘ્ની (તોપ) આદિથી પ્રાણ આપી સત્ય નિશ્ચય છોડ્યો નહીં, તેનાં વર્તમાનમાં ધર્માદિનાં આપણે અને કર્માદિનાં યૂરોપિયનો ફળ

આપેછે સ્થાલી પુલાક ન્યાયથી આપ જાણી શકશો. યથા—પ્રથમ પૂર્વકાલના ભગવાન ગણાતા રામકૃષ્ણાદિ માહાત્માઓને પોતાના કાર્ય સાધવા તથા વેદમાર્ગ—જાની ધર્મનું રક્ષણ કરવાને નિન્દા, દુઃખ અને મૃષા આરોપાદિ મહા મહા કષ્ટો વેઠવાં પડ્યાં હતાં; તો આખરે વિજય પામી આર્ય પ્રજાએ ઈશ્વિર જાણ્યા. એજ પ્રમાણે શ્રીમચ્છંકરાચાર્યને ઘણા કાલનો સર્વત્ર વિસ્તાર પામેલો જૈન બૌધમત તોડતાં અનેક દુઃખો પડ્યાં હતાં, આખરે વિષથી પ્રાણ ગયો, તેથીજ દિગવિજયી ઈશ્વરી ગણાયા ને તેનાજ પ્રતાપથી આપણે ઈશ્વરવાદી બન્યા એમાં એક તાજો દાખલો લ્યો—જગત્પ્રસિદ્ધ વૈદિક ધર્મોદ્ધારક શ્રીમત્પરમહંસ પરીવ્રાજકાચાર્યસ્વદેશ હિતૈષિ શ્રીયુત દયાનંદ સરસ્વતી ( પૂજ્યવાદ ) સ્વામીને વેદમાર્ગ પ્રવર્તાવવાને અનેકાનેક કષ્ટો પડ્યાં હતાં; ને આપ લોકો કંઈપણ જ્ઞાત હશો કે એજ કામમાં શેષ કાર્ય નિર્ધારિત છોડી ગરલપાન (લોકોક્તિ)થી મરણાવશ થવું પડ્યું. જેમનાં અશ્રાંત પરિશ્રમથી સહસ્ત્રાવધિ આર્યો ક્રિશ્ચાનિટી જાલમાંથી ફસતા ફસતા બચ્યા, ને કેટલાક યૂરોપિયનો વેદમાર્ગી થયા; ધન્ય!! વળી ગ્રીસ (યુનાન) દેશવાશી મહાત્મા તત્વવિત્ સોક્રેટીશને તે સમયે ત્યાં ચાલતા પાખંડ ખંડનમાંજ વિષપાન કરવું

પડ્યું હતું ને અમર કીર્તિ રહી. એજ પ્રમાણે નીતિનિપૂણ મહાત્મા ઈસપને સત્યને ખાતર પર્વતથી પડતાં મરણ નીપજ્યું હતું; ગેલેલિયોની પણ એજ દશા થઇ હતી; કોલંબસ તથા બોનાપાર્ટ પ્રભૃતિ મહાશયોને પોતાના નિર્ધારિત કાર્ય સાધવાને થોડું દુઃખ પડ્યું નહતું! કયાં સૂધિ લખિયે, એ સાહસિક લોકો લજ્જા દુઃખ તથા મરણાદિ શાસન ગણતે તો આ વસુધાપર અખંડ કીર્તિનો પ્રતાપ ઝળકી ન રહેતે; અને આપણે પણ તેના નામના ગુણ શું ગાતે!?

પ્રિય પાઠકવૃન્દ! હવે સૂવાનો સમય આપણે માટે નથી, જો આપણે ઇશ્વિરદત્ત નિયમિત યાવચ્છક્ય શક્તિને સ્વ પુરુષાર્થથી સ્વતંત્ર રીતે નિયત પ્રયત્ન કરી ફળીભૂત ન કરીશું, તો કેવી દુર્દશા વ્યાધીદંષ્ટ્રાથી ગ્રસિત થઇશું ? તેનું આપણા ભૂત વર્તમાનના પ્રચલિત વ્યવહારથી અનુમાન થાય છે! વર્તમાન બ્રિટિશ સામ્રાજ્યમાં સુધરવાનો સમય જેવો ઈશ્વર કૃપાથી આપણને પ્રાપ્ત થયેલો છે, તેવો અતઃપર સર્વવાતે અનુકૂલ મળવાનો નથી. કેમ કે, સાધારણ નિયમ એવો છે કે, સૃષ્ટીક્રમમાં સ્થૂલ સૂક્ષ્મ સજીવ અને નિર્જીવ એક એકને મળતો ગુણ કર્મ સ્વભાવ સર્વાસ મળવાનો વિનિયમ જોવામાં આવતો નથી. તો "**येनकेन प्रकारेण स्वार्थं साधयतोधेमान्**" અર્થાત બુદ્ધિમાન તો એ

છે કે જે તે પ્રકારે અનુકૂલ સમયે પોતાનો સુભ સ્વાર્થ સાધે. ભાઇયો ! વિચાર કરો, કે આપણે દેશિક, સામાજીક, રાજકીય તથા ગહસ્થ્ય સંબંધી ઉન્નતિના ગંભિર વિચારો શા શા કીધા ? તો એનો ઉત્તર એજ આવશે કે "**ननी रनोतीरं**" અર્થાત્ આર્યોની ઐતિહ્ય પૂર્વ સ્થિતિ જોતાં ઘણા કાળ થયાં અધોગતીએ લટકી રહેલા છીયે; હાં, એટલુંતો થયું કે કરી બજાવવા કરતાં માત્ર બોલવા શિખ્યા છીયે. એ ઉપરથી અનુભવ થાય છે કે, જો કટીબદ્ધ થઇ બહુ કાલનો આત્મ શક્તિરૂપ અગ્નિ અવિદ્યા રૂપ કલથી પરિવેષ્ટિત થયેલો છે, તેને સદ્દિદ્વાન્ વિદ્યારૂપિ સાધન દ્વારા ઉકેલે, તો પ્રગટ થવાનો સમય નિકટ આવે; એ નિઃસંદેહ છે. જેના પ્રતાપથી મતમતાંતર રૂપી ઈન્ધનો ભસ્મસાત થઇ પ્રથ્વીથી તે પરમેશ્વર પર્યંત અવ્યવસ્થા રૂપી અંધકાર ક્યાંનો ક્યાં પલાયમાન થઈ જશે. જે સદ્વિદ્યાદિનો પ્રકાશ પ્રસ્ફુરિત થવાથી મિથ્યામત પ્રશારક પ્રગટ ચોરરૂપા ઉલૂકો અંધ થશે, જેથી મૃષા ધર્મની જાળથી બદ્ધ થયલા લૂટાતા ભોળા ભાવિકો મુક્ત થઇ સદસદ્વિચાર કરતા થશે. અહીં કોઇ પ્રશ્ન કરે કે લાંબા કાલનું હ્દય ગુહામાં ગ્રંથિત થયેલું અવિદ્યાત્તમ દૂર થવાને જેમ ઘણા

કાલથી બગડતા આવ્યા, તેમ ક્રમાનુસાર સુધરવાને સહજ માં ઘણો કાળ જોઇએ. હાં, વર્તમાનના કતિપય સુધારકો તામ્રમુખીઓ ( યૂરોપિયનો ) ની અનુચિત મદ્યપાનાદિની નકલ રૂપી મુસલ—અનેક મત રૂપી સન્માર્જની, ( સાવરણી ) અને બાલવિવાહ રૂપી સૂર્પ ( સુપડુ ) થી અનેક કાલે પણ મારી, વાળી, કે ઝાડકી શકાય નહી. કેમ કે વિપરીત માર્ગ છે. માત્ર અંધકારતો વિવેકની રીતે એક વેદ પ્રણિહિત આપ્ત ધર્મ દીપની જ્યોતિ પ્રગટ થવાથી ક્ષણ માત્રમાં વિલય થાય છે. માટે આર્યો, મતમતાંતરના બોધરૂપી ઝુકણથી યાથાતથ્ય માર્ગથી ભ્રાંતિ ગ્રસ્ત થયેલા આપણે અંધ થઇ ગયા છીયે, તેમાં વેદ જ્ઞાન રૂપી અંજન આંજો કે આપણો આમય દૂર થાય. પશ્ચાત્ દૂરદર્શિ થવાને વિજ્ઞાન દૂર્વિક્ષણ ( દૂરબીન ) ઘાલી અજ્ઞાનથી અતિ અંતર પડેલા પરમેશ્વરથી તે પૃથ્વી પર્યંત ઉન્નતિના ગૂઢ માર્ગને અતિ નિકટમાં નિકટ જોશો. એ માર્ગ વિના સન્માર્ગનો અધ્યારોપ દૂર થવાનો નથી, અને વેદવિહિત ઇશ્વર શ્રુષ્ટિ આદિનો ગમ્ય માર્ગ દેખવાના નથી. યજુર્વેદમાં કહ્યું છે કે

**"नतंविदाथय जजानान्यद्युष्माक मंतरं बभूवा निहारेण प्रावृता जल्प्याच सुतृप उक्थ शासश्चरांते"** અ-

र्थं—**नतंविदाथके इश्वरोभे वदंति हे मनुष्या** આ સર્વ જગતનો ઉત્પન્ન—સ્થિતિ અને લય કરનાર જે હું, અને મારાથી ઉત્પન્ન થયલા વેદસ્થિત જે ઇશ્વરી વ્યવહારિક ધર્મો તેને તમે જાણતા નથી. કેમ કે નિમ્નલિખિત કારણો થી તેનું અને તમારૂં અત્યંત નૈકટ્ય છતાં અનંત વ્યવધા-ન (અંતર) પડી ગયું છે. એકતો તમે**नहारेण प्राह्रत:** અર્થાત અજ્ઞાન ધૂમસમાં ભૂલેલાઓને કાંઈ સત્ય માર્ગ બ-તાવેતો દેખતા નથી, કદાપિ દેખોતો દુરાગ્રહથી તે માન્ય કરી માનતાનથી, કેમકે તમારી આસપાસ અજ્ઞાન અંધકાર પરિ ત:—વેષ્ટન થઇ રહેલું છે. બીજો દોષ એછે જે "**जल्प्या**" અર્થાત્ મિથ્યા વિતંડી વાદપર બહું તર્કથી બકવાદી છોવલી **असुतृप**. એટલે કેવલ સ્વાર્થી વાદપર બહું તર્કથી મતવા દીછો, અર્થાત બીજાનો મહાન્ અર્થ બીગાડી પોતાનો લવ અર્થ સધાતો હોય તો ચુકતા નથી અને **उक्थ शासनाम** વેદ સૂકતો ને કૃતર્કોથી શિક્ષા કરનારા છો. અર્થાત વેદ વિ-રોધી નાસ્તીક છો. પરમેશ્વર મનુષ્યોને આજ્ઞા કરે છે કે જેઓ પૂર્વોકત રીતે વિચારે છે તેઓ સન્માર્ગને કદાપિ ના દેખે. વંચકો ! આ મંત્રનો અર્થાપત્તિ ન્યાયથી ફળિતાર્થ શો નીકળે છે? અને પ્રાગુક્ત વ્યવધાન કેમ મટે? એનો ઉત્તર એ આવે છે કે, પરમેશ્વરના ગુણ, કર્મ અને સ્વભા

વને અનુસાર—શ્રષ્ટિક્રમ અવિરૂદ્ધ અને ન્યાયના પ્રમાણને અનુકૂલ જ્ઞાન થવાથી અસત્ય છોડી સત્ય ગ્રહણ વિષયક જ ધ્યાન કરવાથી સુખનો સ્વાર્થ તજી દુઃખ વેઠી પરમાર્થ દૃષ્ટિ રાખવાથી તથા વેદ વચનપર શ્રદ્ધાન થઈ મંડન કરવાથી ઇશ્વર આદિ શુદ્ધ માર્ગનો અંતરાય મીટે છે.

હે બુદ્ધિમાનો! વિચાર કરો કે, મનુષ્યમાં કઈ શક્તિ નથી ? આપણી સાધારણ કહેવત યાદ કરો. " **मनुष्या किंन्न कुर्वांति कृष्ण मास्तिष्क धारका.**" અર્થાત્ કાળા માંથાનો માનવી શું ન કરી શકે ? એટલા માટે તો પરમેશ્વરે અસિમ વિવેક બુદ્ધિ અધિક આપેલી છે, એનો યોગ્ય ઉપયોગ જાણતા નથી એજ ન્યુનતા છે. તમે અમારો બુદ્ધિ ચૈતન્ય વિષય અવસ્ય વાંચી સમજો ન સમજાય તો વિદ્વાનનો આશ્રય લ્યો, અને એમ ન થાય તો આટલો સાર ભૂત વધારે લ્યો. ( સ્વાત્મોપાર્જનાથી ઇન્દ્રીઓના કુવિષયમાંથી ઉપરાવર્તન પમાડી એક ચિત્તે સુવિષયમાં બુદ્ધિને લગ્ન કરો ) પછી જુવો તો શો ચમત્કાર બને? અને આપણા પૂર્વજોની પેઠે અનિર્ધારિત અતર્ક્ય કામ કરી શકો કે નહીં ? એક મહાન લજ્જાની વાત છે કે આપણે વર્તમાન સમયની અનુકૂલતાનો યોગ્ય ઉપયોગ કરી સક્યા નથી, પુરૂષાર્થથી જડ તત્વોને તથા પશુ પક્ષ્યા-

દિનો કેવો ઉપયોગ થાય છે ને તેઓ કેવો પ્રભાવ બતાવે છે; એનો આપણે થોડો વિચાર કરીયે. જુવો કીર, મેના આદિ ખગો શિક્ષણથી વાણી બોલી શકે તથા હથીઆરનો ઉપયોગ કરી શકે છે, કબુતરો ઠરાવેલી જગાપર પત્ર લઈ જઈ પોષ્ટનું કામ બજાવે છે,! ઘોડાઓ સરકલમાં કેવા અજાયબ રીતે કશરત કરે છે, સ્વાનો શિક્ષાથી કૃતજ્ઞતાથી રક્ષપાલનું કામ કરી શકે છે,! તથા મહા ભયંકર શીંહ વ્યાઘ્ર તથા રીંછના મુખમાં ખેલાડિયો કેવી ક્રિડા કરે છે! એનો પોતાનો માસ કવલિત કરવાનો સ્વભાવિક સ્વભાવ છોડી દીયે છે! અને એજ પ્રમાણે વાનરો (અર્ધ મનુષ્ય) શિક્ષાથી સંપૂર્ણ હાવ ભાવ શીખી યુદ્ધમાં સુભટનું કામ કરી શકે છે!!

સજ્જનો! જ્યારે પશુ પક્ષી અને જડ તત્વોમાં પૂર્વોક્ત ગુણો જેમ જેમ કાલ ક્રમની સાથે શોધકો શોધતા જાય છે, તેમ તેમ અપૂર્વ શોધન જોવામાં આવે છે; અને ઉત્તર કાલમાં "**ન ભુતો ન ભવિસ્યતી**" કેવો શોધ થશે તે કહી શકાતુ નથી! પરંતુ ભૂત વર્તમાન પ્રવાહ જોતાં જુદાજ પ્રકારનો શ્રષ્ટિક્રમ બદલાશે, એમાં સંશય નથી. માટે પ્રિય ભાઇઓ! વિચાર કરો કે આપણા પૂર્વજો પૂર્વે કેવી ઊંચ સ્થિતીમાં હતા? અને તે શા કારણથી? આ-

પણ તે સ્થિતિએ શી રીતે પહોચીએ એનો દેશકાલને શાસ્ત્રાધારે વિચાર કરવો જોઈએ. ઘણી લજ્જાની .વાત છે કે રથવાહી બલદ તથા ઘોડા વિગેરે પશુ જાતિ છતાં બીજાથી કહાડા કહાડીમાં અગાડી જવામાં સરસાઈનું અભિમાન ધરાવે છે! તો આપણે સર્વ સાધનયુકત મનુષ્ય છતાં ઉન્નતિ પામવાને યુરોપિયનોની અગાડી તથા સહગામી તો શું તથાપિ અનુગામી થવાને અશક્ત છીયે. અહા હા!! શી આર્યોની અવદશા! કેવી ભીરૂતા! અને શી હતવીર્યથી સ્થુલ, તથા અવિદ્યાથી સૂક્ષ્મ શરીરની દુરાવસ્થા!! અરે જેનું સહસ્ત્રમુખી શેષ તથા પુરાણ પ્રણેતા વ્યાસજી સદ્દશ વર્ણન કરવાને અશકત થાય, એવી અધોગતિ સમુદ્રમાં આશિખ ગર્ક થયા છીયે, કે મોટા મોટા મહાત્મા ઉપદેષ્ટા પણ અમર્યાદા અકથનીય દુર્ગુણ આદિ અવગુણો જોઈ કંટાળી ચકિત થઈ અધિક અપૌરૂષેય દૈવી શક્તિ પ્રાપ્ત કરવાને સરીર છોડી પરમ ધામમાં પધારી ગયા છે, તો આપણે દુરાગ્રહીઓને બહિષ્કરણ કરવાને બીજાની શી ગતી? હવે એવા દુર્ગુણ ગ્રાહી આપણે થયા છીયે, એનું કારણ એ છે કે મૂળ સ્થૂળ શરીરનું જીવમૂલ મન, બુદ્ધિ, ચીત અને અહંકાર અવયવ યુક્ત સૂક્ષ્મ શરીર, વિનય, વિદ્યા, નીતિ, જ્ઞાન, સાહિત્ય, સંગીત અને

સતસમાગમાદિ નાના પ્રકારનાં રસિક પૌષ્ટિક વ્યંજન (ભોજન) ન મળવાથી નિર્બલ થઇ ગયું છે; જેથી સામાજીક, રાજનૈતિક, અને આત્મિક ઉન્નતિ દુર્ગ સમારોહણ થઇ પારંગત થવાને આત્મા અશક્ત થયો છે, તેથી કુવિષય પ્રતિબિંબિત બુદ્ધિ ઈંદ્રિઓનાં કુવિષય પાત્રાકાર બની દ્વિગુણ સબલતાથી આત્માને આકર્ષણ કરી અધોગતિમાં નાંખે છે, કેમકે બુદ્ધિ જડ વસ્તુ નથી, એક દેશમાં સમાન ધર્મી હોવાથી જ્ઞાનરૂપ ચૈતન્યને કુવિષય તરફ લોભાવી નર્કગામી કરે છે. ત્યારે બુદ્ધિમાન વાંચનારાઓ ! આ વાતનો એ સાર નીકળે છે કે આપણા સ્થુળ શરિરનું પ્રાણભૂત બુદ્ધિ અંગ વિદ્યા અહાર વિના ક્ષુધિક થઈ સ્તબ્ધ થઈ નિર્જીવ થયું છે, તેને પ્રાગુક્ત ભોજન ભોગ આપી પુષ્ટ કરો કે જાગૃત થઇ ઇન્દ્રિયોને સુમાર્ગે ચલાવી સુધારા ગઢપર ચઢીએ, આજ તો આપણે યોગ્ય સાધનનો ઉપયોગ કરતાં ન આવડવાથી ચઢવા તો જઇયે પરંતુ મૂર્ખારૂઢી, અભિમાન તથા ભિરૂતા આદિનો મહાન પ્રતિ ગુરૂત્વાકર્ષણનો ભાર પડવાથી નીચે પછાડા ખાઈ ખાઈ છુંદાયા કરીયે છીયે; કારણ કે સ્વભાવિક નિયમ છે કે ઉપર જવા કરતાં નીચે ઉતરવું સહજ બની શકે છે. માટે ખસુસ યાદ રાખો કે પ્રતિદીન પ્રયત્ન થશે

તો અધોગતિથી બચતાં કાલાંતરે પણ ઊન્નતિ નગ ચઢી-શું. મહાજનો ! પ્રથમ નાનાં મોટાં કામોમાં કાઠીણ્ય છે, તો પણ પરીણામે જેટલાં દુઃખ તથા અપયશાદિથી કાર્ય સિદ્ધિ કરવું હોય તેટલા સુખ તથા સુકિર્તિ આદિ લાભો પ્રાપ્ત થાય છે. કૃષ્ણ ભગવાને પણ ગીતામાં કહ્યું છે **"यत्तदग्रे विषमिव परिणामेऽमृत्तोयमम्" अ. १८. श्लो. ३७** અર્થાત જે કામ સિદ્ધ કરવાને આરંભમાં વિષ તુલ્ય ભયજનક હોય તે કામનો ઉત્સાહ હિમ્મત તથા બુદ્ધિપૂર્વક પરિશ્રમ કરવાથી પરિણામે અમૃત તુલ્ય અર્થાત્ અવિનાશી સુખ રૂપ ફલ પ્રાપ્ત થાય છે. હવે એ શ્લોકના અર્થાપત્તિ ન્યાય તથા ગીતાના એજ અધ્યાયના પ્રમાણથી સિદ્ધ થાય છે. યથા **विषयेन्द्रिय संयोगा द्यत्तदग्रेऽमृतोपमम् ॥ परिणामे विषमिवत त्सुखंराजसस्मृतम्. ३८ ॥** અર્થાત્ જે કાર્યના આરંભમાં ઈન્દ્રિયાર્થ જન્ય સુખ અમૃત સરખું આખરે વિષ તુલ્ય નાશકારક ભય ઉત્પન્ન થાય એ સુખને રાજસ જાણવું. સારાંશ—અનુભવથી શિદ્ધ થાય છે કે, જે ઇન્દ્રિય કુવિષય રસને અમૃત તુલ્ય માની પ્રથમાવસ્થામાં લોલૂપ્ય

થઇ પાન કરે, તે મનુષ્ય આખરે જેમ વિષપાનથી નાશ થાય તેમ થાય છે, માટે આર્યો, કોઈ કામમાં જેટલા અંશ માં દુઃખ થવું, તેટલા અંશમાં સુખની નીસાની સમજી યાહોમ કરીને ઉઠો; તમારાં આર્ય પણાનાં કર્તવ્ય સંભાળો, ને કંટાલી વિઘ્નના ભયથી આરંભ કરવાનુ છોડી નહીં બેસો. કારણ કે એ કામ નીચ પ્રકૃતિ તથા પદ્ધતિના મનુષ્યનું છે. આપણે ઉત્તમ પ્રતિના આર્ય બીજથી પ્રાદુર્ભૂત થયા છીયે, આપણી આર્યતાનાં ઊંડાં મુળ છેક શુષ્ક થયાં નથી, એને અવિદ્યારૂપી કીટ લાગી પ્રતિ દીવસ કનડયા કરે છે તેને સદ્બુદ્ધિ રૂપી કુદ્દાલીથી ખોદી મારી નાખો, અને સદ્વિદ્યાજળ, વિનય ખાતર નાંખી પ્રરોહણ કરો, કે આખરે પુનરૂન્નતિ ફળ ખાઈ તૃપ્ત થશો. આર્યો આ બ્રહ્મ સ્તંભ પર્યંત પોત પોતાની સ્થિતિ ઉન્નત કરબા મથન કરે છે તથાપિ તેમ થવાને સાધન મળતાં મેળવતાં આવડતાં નથી, તથા દેશ કાલ પણ સાનુગત નથી. ધૈર્ય રૂપી અંકુર હૃદય ભૂમિમાં સૂકો થઈ મુઝાઇ ગયો છે, તેને પ્રોત્સાહિત કરો. મારે પ્રસંગોપાત મહારાજ ભર્તૃહરિનું પ્રમાણ રશ્મિ આપના હૃદય સરોજને વિકાશિત કરવાને આપવુ જોઈએ. યથા—आरभ्यतेनखलुविघ्न भयेननीचैः। प्रारभ्यविघ्नविहिता वि-

**रमंतिमध्याः ॥ विघ्न पुनः पुनरापि प्रतिहन्य मान्याः प्रारभ्य उत्तमजना न परित्यजंति॥** અર્થાત્ આ જગતમાં ત્રિવિધ પદ્ધતિના મનુષ્યો વસે છે,—નીચ, મધ્યમ, અને ઉત્તમ. એમાં નીચ તો એ છે કે જે વ્યવહારિક, રાજકીય, આત્મિક કોઈ કામમાં પ્રથમથીજ તન, મન, ધન તથા યશાદિની હાનિનો વિચાર કરી આરંભજ કરતા નથી. મધ્યમ એકે જે આદિમાં કંઈક ઉત્સાહ તથા લઘુ લાઘવી સાધનથી કાર્યનો આરંભ તો કરે, પરંતુ ભય, નીન્દા તથા હાની થવાથી ઝટ દઈ આરંભિત કામ ગાંઠનું ગુમાવી છોડી દીયે છે; પરંતુ ઉત્તમ માણસ તો એકે, જો પ્રથમથી દેશ કાલ ને સ્થિતિ જોઈ ગંભિર વિચાર કરી કામનો આરંભ કરે અને વારંવાર વિઘ્ન સમુદ્ર ઉલટી આવે તથાપિ પાછલ પગલાં ન કરતાં કટીબદ્ધ રહી ચીરકાળે પણ સિદ્ધ કરયા વિના છોડતા નથી. આજ જોશો તો છેલ્લો ઉત્તમ ગુણ પૂર્વે આપણામાં હતો તે યુરોપિયનોમાં તથા અધુના પેહેલો કવચિત્ બીજો ગુણ અસ્મદાદિમાં છે. તેથી મહત્કાર્ય સફળ કરી શકતા નથી.

પ્રિય વાચક વૃંદ! જ્યારે ઉત્તમ પ્રતિના મનુષ્યની પદ્ધતિ એવી છે, ત્યારે આપણે ઉત્તમ થવું એ આપણું કર્ત-

વ્ય છે. ઉત્તમ થવાને વિદ્યા, દ્રવ્ય, સત્સંગ અને અનુકૂલ કાલાદિની આવસ્યશકતા છે, પરંતુ એઓમાં સત્સંગ ઉત્તમતા તથા ઉન્નતિ આદિ સર્વ સુધારાનું મુળ છે, સત્સંગતિ વિના દેશિક, સામાજીક, રાજનૈતિક અને આત્મિક ઉન્નતિ થવી દુર્લભ છે. નીતિમાં પણ કહ્યું છે કે,—"**सत्संगात्सं विवेकाश्च लभ्यते ज्ञान मुत्तम्**" સત્સંગ અને સુવિવેક સર્વ પ્રકારના ઉત્તમ જ્ઞાન મેળવવાને પ્રમુખ છે. માટે આર્યો વિચાર કરો, સુધારો સુધારો મુખથી પરહરો, મુખની અસરથી જેટલો ઘટિત હતો તેટલો થઈ ચુકયો છે, હવે તો કરી બતાવ્યા વિના વિશેષ સંગીન થવાનો નથી. કેમકે ભોજન ભોજન તથા પાણી પાણી કહેવાથી ક્ષુતૃટ શાન્તિ, સાકર કહેવાથી મિષ્ટતા, અને અગ્નિ કહેવાથી જવલન થતા નથી. તેમજ યાવદવધિ પર્યંત કર્તવ્યો બજાવ્યાથી નિર્ધારિત કાર્ય સિદ્ધ થાય છે. કંઇએક આરંભ કરી નિષ્ફલ થયા કરીયે તેનું મુખ્યતો એ કારણ કે, કાર્યારંભ સંસિદ્ધાર્થક યાથાતથ્ય જેટલા અંસમાં પુરૂપાર્થ ન્યુન હોય તેટલા અંશમાં હાની થાય છે. તેથી ઉત્તમ પુરૂષ જે છે, તે તો પ્રાગુક્ત રિત્યા ગમે તેટલાં વિઘ્ન સંકટો વિંધિ નાખે ત-

ચાપિ ઉત્તીર્ણ થઇ પ્રારંભિત કાર્યમાં પારંગત થયા વિના ફરી ઠામ બેસતા નથી. ઈદાની અસ્મદ્દેશિય વર્ગમાં વાસ્તિના પ્રમાણમાં એ તાદ્દશ્ય ખરા દેશ હિતૈષિ વિરલમળશે. જેઓ છે તેઓને સર્વ પ્રકારની યોગ્યતા મળતી નથી. જેવીકે, વિદ્વાનને દ્રવ્યની, રાજા તથા ધનિકોને વિવેક વિદ્યાની, વિરોને દેશહિત તથા દેશાભિમાનીયોની, (આ અમારો દેશ, એ પ્રત્યેની કર્તવ્યતા) ન્યુનતા અને વ્યતિરેક હોવાથી ખરા રૂપમાં સુધારો કરી શકતા નથી. જેમ ચુનો, કાથો એકત્ર થવાથી લાલરંગ થાય છે, તેમ ભિન્ન ભિન્ન દેશ, જાતિ, ગુણ, કર્મ અને સ્વભાવની એકતા "Universal Brother—Hood" અર્થાત્ જેમ અનેક અવયવ મળી એક સમુહાત્મક એક સરિર કહેવાય છે, તેના અમુક અંગમાં દુઃખ થવાથી સઘલાને દુઃખ જણાય છે," એટલે આ સર્વ આર્યો મળી હું, સર્વના સુખે દુઃખે સુખી દુઃખી, સર્વના લાભ હાનીમાં પોતાની તથા દેશના સામાન્ય રાજ્યાદિ હક સાચવવામાં સામાન્ય ધર્મી ઇત્યાદિ સંયોજિ ભ્રાતૃત્વ રંગ દેશ સુધારવાને ઘટિત એ અમારામાં આજતો જોવામાં આવતો નથી. જે દેશો વર્તમાનમાં સુધારા શિખર પર પહોચ્યા છે, તે પૂર્વોકત ગુણનાં પર્યવસાનથીજ, આપણા દેશ તરફ સમાલોચન કરવાથી માલમ પડશે કે રા-

જા મહારાજા, રાજકર્મચારી, વિદ્વાન, મૂર્ખ, વ્યાપારી, સાહુકાર, અને ખેડુત વર્ગ વિગેરે દેશોન્નતિમાં દાઝથી કોણ ખરો ભાગ લીયે છે. ? અને કોણ દુઃખ નિન્દા અને સાસન ખમી દેશની યોગ્ય સેવા બજાવે છે ? હાં, "**मुखमास्तीति वक्तव्यम्**" એ વાક્યના જાપીઓનો પરિચય પ્રસંગ પડે (કાંકણાની પેડે) મળી આવે છે. સારાંસ સ્વકીયમિત અર્થ સધાતો હોય પરાકીય સહસ્ત્રાવધિનો સંધાન કરવાને વ્રિડા (લાજ) લાવતા નથી. એવો ઘણો ભાગ ડોળધાલુ સુધારકોનો જોવામાં આવે છે, તેથી દેશનું ભદ્ર થતું નથી. જ્યાં પર્યંત એવા લોકોનો મહધા દેશમાં વશે છે તે દેશ વાશીઓથી સામાન્યતા; વિસ્તિર્ણ રાજ્ય નિર્વિન્ધે ચલવાતુ નથી. યદિ એ'વા સ્વાર્થ પોષક સ્વાર્થી લોકોના હાથમાં સ્વતંત્ર રાજ્ય અસ્વની રાજ્ય નિતિ લગામ આવી તો પ્રેમાદથી દુર્દશા પરિખાતમાં નાખ્યા શીવાય રહે નહીં; જેથી ઉપસ્થિત લોકો ચગદાઈ મરે એમાં લવ સંસય નથી આજ જોશો તો આપણી સ્થિતિ સંદિગ્ધ થઈ રહી છે; સર્વ કોઇ પોતાના ખાન પાનને વાનના તાનમાં મસ્તાન બની ગુલતાન થઇ માનમાં અજ્ઞાનથી સુલતાન સમાન નિદાન બની રહ્યા છે. કો'ને દેશની પડી ! ! આપણે અન્યો-

અન્ય એક દેશી ભાઈ તરફ મીઠી નજરથી જોતા નથી? સાધારણ કામમાં પણ પરસ્પર ટેકો આપતા નથી! પ્રથમ દેશી રાજાઓ તરફ જોશો તો એનકેન પ્રકારથી રાજ્ય કોશ ભરી, પર દ્વિપસ્થોનું લાલન પાલન કરવામાં તથા મોજ, શોખ, નાચ, રંગ, તમાસા, અફીમ, કસુંબા, અને મદ્યાદિ માદક વ્યસનમાં ચકચુર થઇ રાજ્યનિતિ રૂપિ સમુદ્રને ખબોચિયાંમાં સમાવેશની માફક માની પોતાને કૃતાર્થ સમઝે છે; સાહુકારો તથા વ્યાપારીઓ તરફ નજર કરશો તો પોતાના દેશીઓને ઠગી ચુસવામાંજ પોતાનું શ્રેય સમજે છે; નકે, સત્ય રીતે દેશ પરદેશ જઈ સ્વકીય નૌકાદ્વારા માલ સાલનો વિપર્યય કરી લાભ મેળવવામાં! કૃષિકાર તરફ જોશો તો મહાન્ શોક થયા વિના રહેશે નહીં. જેટલો એ વર્ગ ઉત્તમ તેટલોજ અવિદ્વાન, મળીન, વ્હેમિ, અમિતવ્યયથી ભોળા ભાવિક અને ઉદાર પણ અવિવેકી જોવામાં આવે છે.! અ'વે એક સાધારણ અધિકારી ઉપર દ્રષ્ટિ નાખશો તો, ઘણામાં અધિકારત્વનુ મદાંન્ધત્વ એટલુ બધુ તો વ્યાપેલું હોય છે કે, પોતાનાં અજ્ઞાન પણ નમ્ર અજ્ઞાંકિત દેશીઓને સારી સલાહ પોતાના અધિકારમાં રહેલી ન આપે એટલુંજ નહીં પરંતુ પોતાના મહત્વ સુચિત નમસ્કાર સલામ વિગેરે પ્રણીપત્ય લેવામાં નૈચ્ય

અને લાજ આવતી હોય એમ સમજે છે! ભિક્ષુક વર્ગ તરફ આ લોચન કરીએ તો સુધારાની સ્વપ્ને પણ આસા રાખવી નહીં; અને દાતા પ્રતિગ્રહિતા આ'વાજ અયોગ્ય રહ્યા તો દેશની ધર્મ કર્માદિ અવ્યવસ્થા અધિકતર જોશો.

પાઠકગણ! ભિખારીઓની લીલા ક્યાંસુધી લખીએ,? શુભાશુભકાર્યમાં—ખળીક્ષેત્રમા—પાદર પરદેશમાં—પ્રયાણતીર્થમાં—ગ્રહણ મહોદયમાં—વૈધ્રત વ્યતિપાતમાં—સંક્રાન્તિ યોગમાં—જન્મ મરણમાં—મુહુર્ત અપસુકનમાં—પતિત પાવન તથા પલિપતન આદિ વિધિમાં, કોઇ—દેવને, યાત્રાને, કન્યા લગ્નને, અને સાધુને બહાને જ્યાં જોશો ત્યાં ભિખ ભિખને ભિખ શિવાય શમગ્ર દેશમાં જોવામાં આવતુંજ નથી. જેઓને મૂર્ખદાતા તરફથી ઉત્તેજન મળવાથી પ્રતિદિન એ પ્રવાહ વર્ધમાન થતો જય છે તેમાં નૂજ ઉત્પાદકોની સન્મ્પતિ તણાઈ જાય, તે છતાં ઈંગ્લાંડની માફક કાયદા રૂપી સેતુ બાંધવામાં આવતો નથી, એ ઘણી દિલગિરીની વાત છે! અ'મારી ન્યાયશિળા ગવર્નમેન્ટ સુલેહ—તથા ધર્મભંગનુ નિમિત બતાવી અમે હાથ ઘાલતા નથી એમ કહી જરા લક્ષ આપતી નથી. એ સરકારનું આંતરિક નિમિત્ત દેશને મહા હાનિકારક છે. આજ જોશોતો એઓને ઉત્તેજન આપવામાં અખાડા કરવામાં આવે છે. ઊત્પાદકો ઉ-

પર બોજા રૂપ અનુત્પાદકો ભિખારીઓને ઉત્તેજન મળવાથી દેશની ક્ષતિ (હાની) કરવામાં માનો સહાય જેવું છે. જેથી નાના પ્રકારનાં ઢોંગ વધી પડ્યાં છે. ચોરી ચપાટી વધ્યાં. કયાંસુધિ લખીએ? કેટલાક વખતે પ્રાણાઘાત પણ થાય છે. આખી દુનિયાંમાં જોશોતો અનેક તરેહનો ભિક્ષુક ઓઘ કોઇ દેશમાં આવો પ્રસરેલો નથી અને અમારે જણાવવું જોઇએ કે આવા મિથ્યા સ્તુતિ પ્રિય ફુલણજી દાતાઓ પણ નથી; જ્યાં આભ ફાટયો ત્યાં થીગળું કયાં મરાય?! એવી સર્વ વાતમાં અસ્ત વ્યસ્થ થયલી દેશ સ્થિતિ જોઇ કયા દેશ હિતૈષિને અશ્રુપાત ન થાય? કયાં સુધિ રડ્યા કરીએ,! કોઈ કહે કે કળીકાળનો મહિમા! કોઈ કહે કે આપણા ગ્રહ નબળા! "કોઇ કહે કે સાવકી માતાના પુત્ર તુલ્ય" પરરાજ્યની અંતઃ પરામર્ષતા! કોઈ કહેશે કે નશીબમાં હશે તેમ થાય! અને કોઇ એમ પણ ડાહ્યા ડમરા બની કહે કે એતો ઇશ્વરી ઇચ્છા, એમાં મનુષ્યનું કંઈ ચાલતું મથી! એ સહુ મારી અલ્પમતિ પ્રમાણે કાપુરૂષો (કાયર) નાં ફાંફાં તથા ઉત્પાદક લોકોની અતિ ન્યુનતાનાં લક્ષણો છે. એ આપણે પોતાની મેળેજ એવી સ્થિતિ આણુનારા છીયે. પ્રિય મિત્રો જરૂર જાણો યૂરોપિયનોએ પોતાની વરીષ્ટ સ્થિતિ પોતાનાં પુરૂષાર્થથીજ આણીછે.

કંઈજ નહીં અમને કેવલ પુરૂષાર્થની કોતાઈનાંજ ફળ મ-
ળ્યા છે. ભાઈઓ જલદી થાઓ, કોઈ કામ કોઈ કાળે આ-
પણા કર્યા વિના થવાનું નથી; તો હાલમાંજ સમજી સત્વર
આરંભ કરો " **कोहिजानाति कस्याद्य मृत्युकालो
भविष्यति** " અર્થાત્ કોણ જાણે ક્યારે મૃત્યુ કાળ આ-
વશે? એમ વિચારી મહાન્ કાર્યનો આરંભ કરી કીર્તિ સ્થં-
ભ રોપો. યૂરોપિયનો આપણા જેવા ગબરગંડ વિચારમાં
બેશી રહ્યા હોત તો મનુષ્ય વ્યાઘ્ર બનતે નહીં; માટે હરી હરી
કરવાનું છોડી મળેલાં સાહિત્યનો ઉપયોગ કરી જાગૃત થાઓ.

હે મહાશયો! આપ પોતાનું અને પોતાના દેશનું કલ્યા-
ણ કરવાની જીજ્ઞાશા રાખતા હોય તો નીચે લખેલા ષટ શ-
ત્રુઓને હણો " **षडिमा न्पुरूषे ऐह हातव्या शुभ मि
च्छिता ॥ निन्द्रा तन्द्राभयं क्रोध आलश्यं दीर्घ
सूत्रता ॥** અર્થ—૧ અત્યંત નિંદ્રા તથા અત્યંત અનિદ્રા
જે રોગનું મુળ તે દૂર કરો. ૨. તંદ્રા, જે દુર્વ્યસન તથા
આલસ્યાદિથી અદૃઢપણે અહોરાત્ર જુકયા કરવું અને શુ-
ભ કાર્યનો આરંભ ન કરવો, ૩. ભય, જે પરકાના તે-
જમાં અંજાઇ સ્વદેશિક, રાજનૈતિક, સામાજીક, અને આ-
ત્મિક ઉન્નતિ કરવા કરાવવામાં ડરી જવું, ૪. ક્રોધ, જે પ-

શોત્કર્ષ સહન નહીં થવાથી જે ઉર્મિ ઉત્પન્ન થાય તેને કહેછે, એનો વિવેક એવો કરવો કે. યદિ ક્રોધ કરવાથી ધર્મનું તથા સત્યનું રક્ષણ આપણી સત્તામાં રહેલી શક્તિથી થતું હોય તો કરવામાં શાંત પ્રકૃતિ છાંડી ક્રોધ કરવો અક્રોધ ગણાય છે, પરંતુ અધર્મ યુક્ત ક્રોધ ન કરવો, ૫. આલસ્ય, જે ઇન્દ્રિય, અંતઃકરણ, અને આત્માનાં તત્તજજન્ય સુવિષયોનો પુરૂપાર્થ છોડી નિવૃત્તિમાની એના ધર્મની શક્તિને રોકી બેસવું, ૬. દીર્ઘ સૂત્રતા, એટલે દેશકાલ અને સ્થિતિનો વિચાર નહીં કરી સંસાર તથા પરમાર્થનાં શારીરિક, માનસિક, અને આત્મિક સંબંધના નાના મોટા કામોમાં જે જે સમયે કરવાથી લાભ પ્રાપ્ત થાય છે, તેને તે તે સમયે ન બજાવતાં કાલોત્ક્રમણ કરવો, એ ૭ કારણોને જે મનુષ્ય દૂર કરે તે સર્વ પ્રકારના સુખને સદા સર્વદા જુવે એ નીતિ પ્રમાણનાં અર્થાપત્તિ ન્યાયથી ફલિતાર્થ એ નીકળે છે કે, અયોગ્ય—નિન્દ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ્ય, અને દીર્ઘ સૂત્રતા કરવાવાળો મનુષ્ય તન, મન, ધન, અને જ્ઞાન વિભૂતિ રહિત થઇ દુઃખ સાગરમાં સદા ડુબ્યો રહે છે. મિત્રવરો! આપણે વિવિધ દુઃખ દાવાનળમાં પ્રજ્વલિત થયા કરીએ છીએ તેના આવાજ કારણોથી દેશના પ્રમાણમાં દરિદ્રતાએ અડિગ વાસો કરેલો છે, તેને સહુ ભદ્ર મનુષ્યો-

એ દુર કરી સુગુણી થવું, એજ આપણી ઉન્નતિનાં મુખ્ય કારણોનુ એક છે. હે સજ્જનો !? તમે કેમ ગળીયા બલદ-ની પેઠે કોતાઇથી કાલ વ્યતિત કરવામાં વખત ગુમાવોછો !? અરે આંતરીક દેશની દાઝ કોઇને નથી ! ક્યાં છે તમારાં રાજ્ય!? ક્યાં ગઇ તમારી સ્વતંત્રા ? ક્યાં ગયુ અમોઘવીર્ય ? ક્યાં ગયાં કળા કૌશલ્ય ? ક્યાં છે યુદ્ધમાં તરૂ—પાષાણાદિ અસ્ત્ર શસ્ત્ર ક્ષેપણ કરવાની શક્તિ ? ક્યાં છે રૂપ બલબુદ્ધિ-નું ડોળ અને છટા ? ક્યાં છે તમારા ધર્મ નિતિ અને રા-જ્ય રક્ષણાદિ સંમેલન ? હા ! કોઇ પાંચ હજાર વર્ષથી અ ગાડીનો યોગી પાતાળથી વા આકાશથી વા કોઇ ગુહામાંથી આપણી તથા આપણા દેશની અનેકાનેક હિનાવસ્થા જુવે તો અફસોસના ઉદ્ગારથી આશ્ચર્ય સાગરમાં ડુબે એટલુંજ નહીં પરંતુ આ, પૂર્વની ભારત ભૂમિ છે એટલુંજ જાણવું બહુ કઠીણ થઈ પડે !!! અર્થાત્ વૈદિક કાળથી સહુ વિપ-રિત જોશે.

વાચક ગણ ! અવર્ણીય અધોગતિ આપણી થઇ છે, ! તેને માટે લોકોક્તિ એવી છે કે એ તો કળીયુગનો મહી-મા; એ વાત આજ તો આપણા લોકોને લાગુ પડે છે, કારણ કે કળી શબ્દનો અર્થ કળહ થાય છે. અને યુગ શ-બ્દનો અર્થ સંયોગ થાય છે. ઉભય સબ્દાર્થ મળી જે દે-

શ કાળમાં ક્લેશનું મળવુ એ'ની કળીયુગ સંજ્ઞા છે. જાઓ તો આજ આપણા દેશમાં કળીયુગ સર્વત્રૈવ દૃષ્યમાન છે, એમાં લવ સંશય નથી. પરંતુ વિદ્યા વ્યતિરિક્ત લોકો અંધ પરંપરા એમ માની બેઠેલા છે કે કળીકાલ સર્વ મનુષ્યમાં પ્રવેશ કરી ધર્મ કર્માદિ કરવામાં સંનિરૂદ્ધ કરી રહેલો છે. બુદ્ધિમાનોએ વિચારવું જોઇએ કે કાલ કોઈ સ્થુલ વસ્તુ નથી કે કોઇનામાં પ્રવેશ કરી અધર્મ ચલાવે. કલી નામ તો માત્ર અવિદ્યા યુક્ત કાલનું છે. એમ ઉપનિષદમાં કહ્યું છે. **कलीःशयानो भवति संजीहानस्तुद्वापरः ॥ उत्तिष्ठंत्रेता भवति कृतेःसम्पद्यते चरन् ॥** અર્થાત્ જે કાળમાં તથા જે દેશમાં—મનુષ્યો નો ત્રણ ભાગ અવિદ્યા રાત્રિમાં સૂતો હોય તેને તે સમયે કલીકાલ કહે છે, અર્ધ ભાગ જાગૃત થાય તેને દ્વાપર, ત્રણ ભાગ જાગૃત થાય તેને ત્રેતા, અને કાર્ય સંપાદન કરે તેને સત્ય યુગ કહિયે તો ભુલ ગણાય નહીં; ભરતખંડમાં તો કળી. ! !

અહો આર્યગણો ! અવિદ્યા રૂપી કળી જાળમાંથી છૂટી સ્વતંત્રતાથી કળી મોહનાં કુફણમાંથી જાગો, ઉઠો અને કર્તવ્ય કર્મ બજાવવામાં સમય ખૂઓ નહી. હવે આપ લોકોના મન કંટાલ્યા હશે તેથી એક ઉપનિષતનું પ્રાશંગિક પ્રમાણ આપી એ વિષયની સમાપ્તિ કરૂં છું—

“ **उत्तिष्टत जागृत प्राप्यनोराान्ने वधत** ” પુનઃ પુનઃ કહું છું કે ઉઠો; જાગો, ઉત્તમ વસ્તુને પામી સુધરી બીજાને સુધારવા બોધ કરો **किमाधिकमुसुज्ञेषु.**

---

# આર્યધર્મપુસ્તક પ્રસારક મંડળી.

આ મંડળીનો એવો હેતુ છે કે આપણા દેશમાં ખ્રીસ્તી લોકો જેમ પોતાના ધર્મને પુષ્ટી આપનારા ઓછી કીંમતનાં મોટાં પુસ્તકો બાહાર પાડી બોહળો ફેલાવો કરે છે. જે વાંચવાથી કેટલાક દેશીઓ પોતાના ધર્મ ઉપરથી વિરક્ત થઈ તેની (પરધર્મીની) જાળમાં ફસાય છે, તેનું રક્ષણ થાય અને આપણા બંધુઓને સ્વધર્મ તથા દેશનાં હાની લાભનું જ્ઞાન થાય એવા વિચારથી આ મંડળી સ્થપાઇ છે આતો દૃઢ નિશ્ચય છે કે જેમ બને તેમ ઓછી કિંમતનાં પુસ્તક બહાર પાડવાં. જેથી સર્વ સાધારણ સરખો લાભ લઇ શકે.

આ મંડળીના નિયમો નીચે પ્રમાણે છે જે આપ ધ્યાનમાં લેશો અને મંડળીનાં ધારેલાં કાર્યમાં તનમન ને ધનથી સહાય થશો એવી સર્વ ગૃહસ્થોને વિનતિ છે.

## નિયમો.

૧ આ સભામાં સભાની સંમતિથી એક વર્ષને માટે બે અધિકારી નીમવા. એક પ્રધાન, બીજો મંત્રી; બીજે વર્ષે

સર્વાનુમતે જે નીમાય તે કાર્ય કરે.

( ક ) મંત્રીએ પુસ્તકો છપાવવાં, વેચવાં, હીસાબ રાખવો વગેરે સર્વ વ્યવસ્થા કરી સર્વ કામ ઉપર પ્રધાનની સહી લેવી.

( ખ ) પ્રધાનને મંત્રીના કરેલા દરેક કામની તપાસ રાખવી, પોતાની સહી આપવી ને દરવર્ષે રીપોર્ટ બહાર પડાવવો.

૨. આ સભામાં દરેક ગૃહસ્થ સભાસદ થઇ સકશે.

૩. દરેક સભાસદને પ્રથમ નામ દાખલ કરાવવા ચાર આના અને તે પછી દરમાસે બેબેઆના આપવા પડશે.

૪. પુસ્તકો છાપવા માટે સભાની સંમતિ લેવી, વધુ મતે વર્તવું. જો સભાની સંમતિ સીવાય જે કાર્ય કરે તેનો જોખમ સભાને માથે નથી.

૫. આ સભાના સભાસદો તથા ઇતર નાણાની મદત કરનારને દરેક પુસ્તકની એક એક નકલ ભેટ મળશે.

૬. છાકટા તથા બદ ચાલના માણસને સભા એકદમ મંડળી સાથનો સબંધ છોડાવશે અને તેનું નામ લીષ્ટમાંથી છેકી નાખશે.

૭. એકી વખતે ૨૫) રૂપીઆ આપનાર ગૃહસ્થને પછી લવાજમ આપવુ પડશે નહી. અને તે જીંદગી સુધીના સભાસદ ગણાશે.

૮. આ નિયમોમાં ઘટતો ફેરફાર જનરલ સભા કોઇપણ વખતે કરી શકશે.

( સહી )—**નાથાભાઇ ભાણાભાઇ—મંત્રી-**

**આર્ય ધર્મપુસ્તક પ્રસારક મંડળી—સુરત**

# જાહેર ખબર.

સર્વે લોકોને ખબર કરવામાં આવે છે કે નીચે લ ખેલા પુસ્તકો હમારી મંડલીનાં નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે. દેશાવરવાળાઓને વેલ્યુપેબલ પારસલથી મોકલવામાં આવશે. દરેક પુસ્તકની આઠ નકલ માટે ૬. પાઈ ટપાલ બેસશે.

ગોપુકાર. ૩, પાઈ. ગૌવિલાપ ૬, પાઈ. ગોધર્મ વિવેચન ૩, પાઈ. ઈસુપરીક્ષા. ૩, પાઇ આર્યો જાગૃત થાઓ, ૬, પાઈ. ઉત્તમ સંતતિ શીરીતે ઉત્પન્ન કરી શકાય. ૧ ) આનો. રમુજે હીકમત ૧૨ ) આના

યાદરાખો કે ઉપર લખેલાં પુસ્તકો ઘણાંજ રમુજી અને વાંચવા તથા સમજવા લાયક છે તેમ શ્રીમાન ગૃહસ્થો આ પુસ્તકની શેંકડો નકલ ખરીદી મફત વેંચી દેશેતો તેને પણ વધારે ખરચ લાગશે નહી !

ઠેકાણુ
**નાથાભાઈ ભાણાભાઈ મંત્રી**
**આ. ધ. પુ. પ્ર. મંડળી**
**સુરત.**